श्रीकृष्णः शरणं मम ॥

આખ્યાનમાળા: મણકો ૨ જો.

# શ્રી વિશ્વ-મોહિની.

રચનાર,
ફુલચંદ ઝવેરદાસ શાહ,
ઘારાંપોળ, નડીઆદ.

॥ ॐ ॥

॥ तत् सत् परमात्मने नमः ॥

શ્રી

# વિશ્વ-મોહિની.

આખ્યાનઃ મણકો ૨ જો.

ક્ષીર સાગર મથી મેળવ્યાં, રત્નો ચૌદ અનુપ;
અમૃત પાયું દેવને, ધરી મોહિની રૂપ!

---

રચનાર,
કવિ ચિત્રકાર
ફુલચંદ ઝવેરદાસ શાહ,
ઘોરાપોળ, નડીઆદ.

પ્રકાશક,
બાલુભાઈ ફુલચંદ શાહ,
ઘોરાપોળ, નડીઆદ.

કિંમત રૂ. ૦-૨-૦

॥ श्रीकृष्णः शरणं मम ॥

श्री

# વિશ્વ--મોહિની.

## મંગલાચરણ.

यस्माद्विश्वमुदेति यत्र रमते यस्मिन्पुनर्लीयते
भासा यस्य जगद्विभाति सहजानन्दोज्ज्वलं यन्महः।
शान्तं शाश्वतमक्रियं यमपुनर्भावाय भूतेश्वरम्
द्वैत ध्वान्तमपास्य यान्ति कृतिनः प्रस्तौमि तं पूरुषम् ॥

---

જેથી ઉદય પામી વિશ્વ રમતું, જેમાં સમાઇ જતું,
જેના તેજ પ્રતાપથી જગત્ આ દૃષ્ટિ થકી ભાસતું;
જે છે ઉજ્જવલ શાન્ત શાશ્વત સદા વિકાર જેમાં નથી.
પૂર્ણાનંદ સ્વરૂપ તે પુરૂષની સ્તુતિ કરૂં પ્રેમથી.

હે પ્રભુ ! તારી કુદરત ન્યારી, સદા પરમહિત કરનારી;
ધરતી અઢળક ધાન પકાવે, વાદળ વરસાવે વારિ—હે પ્રભુ.
સૂર્યચન્દ્ર આકાશે તપતા, ઋતુઓ બહુ આવે સારી;
ગુણનિધિ ! ગુણ તમારા ગાતાં, હારે અલ્પમતિ મારી—હે પ્રભુ.

પ્રભુની અકલિત માયાનો પાર પામવાને કોણ સમર્થ છે? આ અત્યંત વિસ્તીર્ણ ગગન માર્ગ તરફ દૃષ્ટિ કરો; એમાં પ્રકાશતા તારામંડળો, નક્ષત્રમંડળને અવલોકો; પૃથ્વીની પીઠ ઉપર સ્થિર થયેલા પર્વતો જુઓ, કે અગાધ જળથી ભરેલા મહાસાગરને નીહાળો, તમને શું સમજાય છે?

ઋતુઓ આવે છે અને જાય છે, અવનવા પ્રકારનાં ફળ ફૂલ ઉત્પન્ન થાય છે. આ બધું શી રીતે બને છે? કોણ બનાવે છે? પ્રભુ.

પ્રભુની આવી પ્રભુતા નજરે નીહાળવા છતાં અને એ કૃપાનિધાને બક્ષેલી બક્ષિસોનો સંપૂર્ણ ઉપયોગ કરવા છતાં, ઉજડ હૈયાના જડવાદીઓ ઈશ્વરના અસ્તિત્વમાં શંકા ધરાવતા થયા છે; નાસ્તિક અને ઉદ્ધત બનતા ગયા છે, કારણ કે ઇશ્વર એમની આંખોએ દેખાતો નથી તેમ—

રવિ પ્રકાશ ઉલૂકની, આંખે નવ દેખાય;
ઘૂડ પોતે આંધળાં, કારણ એ સમજાય!

ઘુવડો પોતે અંધ હોવાથી સૂર્યનો પ્રકાશ દેખી શકતાં નથી, તેથી શું જગતમાં સૂર્ય છે જ નહિ, એમ સિદ્ધ થતું નથી; તેમ

જડવાદીઓ ઇશ્વરની અગાધ શક્તિને જાણતા નથી; અને સર્વ બાબતોમાં કેવળ પોતાની બુદ્ધિનેજ પ્રમાણભૂત માને છે; પરન્તુઃ—

ક્યાં મતિ કાચુ કોડિયું ! ક્યાં સાગર ભરપૂર !
ઉલેચવાની આશથી, મંડયા રહે મજૂર !
ક્યાં માપો ગજવેંતિયાં ! ક્યાં ઉંચાં આકાશ ?
ભરતાં ભૂંડાં માનવી, અન્તે થશે નિરાશ.
ક્યાં માલીક બ્રહ્માંડનો ! ગુણગણનો ભંડાર !
ક્યાં અક્કલહીન માનવી, મૂર્ખતણા સરદાર !

મૂર્ખ માનવીઓને સત્ય સ્વરૂપ ક્યાંથી સૂઝે ? પ્રભુ પોતેજ **શ્રી** મુખે વદે છે, કેઃ—

**उत्क्रामन्तं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।**
**विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥**

**દેહથી** વિયુક્ત, અથવા દેહમાં નિવાસ કરનાર શબ્દાદિ વિષયોનો ઉપભોગ લેનાર, અથવા, સુખ દુઃખાદિકથી યુક્ત રહેનાર જે જીવ, તેનું સત્સ્વરૂપ મૂઢ જનોને દેખાતું નથી; જેને જ્ઞાનચક્ષુ હોય છે, તેનેજ તે દેખાય છે; વળી,

**यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।**
**यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥**

યત્ન કરનારા યોગીઓ પોતાનામાં સ્થિત રહેલા આત્માને જુએ છે અને જે શાસ્ત્રસંસ્કારરહિત તથા અવિચારી હોય છે, તેને યત્નો વડે પણ આત્માનું સ્વરૂપ દૃષ્ટિગોચર થતું નથી; માટે,

દિશા, કાળ કે માપથી ના મપાયે,
નહિં આદિ, કે અન્ત જેનો જણાયે;
અવિનાશી જે તત્વ છે વિશ્વમાંહે,
નમું શાન્ત તે તેજને હું સદાએ.

---

જય જય ત્રિભુવન ત્રાતા, જય હરિહર વિધાતા,
આ.............સુર મુનીવર ગુણ ગાતા,
પદ પંકજ રજ ન્હાતા—જય જય.
કચ્છાવતાર ધારી, મંદરાચળ તોળ્યો ભારી;
વલોવ્યું સમુદ્ર વારિ, અવિચલ સુખદાતા–જય જય.
પૂર્ણાનંદ પૂરણ કામ, પુરુષોત્તમ પરમધામ;
એકરૂપ અનેક નામ, શાન્તિરસ પાતા–જય જય.

( ધુન )

ધન ધન જગન્નાથ જગરાયા, ધન ધન મોહન તારી માયા.

---

સામ વેદના ગાને, વન ઉપવન જેનાં હરનિશ ગાજે;
એ હિમકૂટમાં આવ્યા, મુની દુર્વાસા પ્રવાસને કાજે.

પરમ તપસ્વી પૂરા, સ્વરૂપ અનુપમ તેજપુંજ જાણે;
દીર્ઘ દૃષ્ટિ ફેરવતા, બધે દિવ્ય આનંદ ઉરે માણે.

સામવેદના ગાનથી જેનાં ઉપવનો નિરંતર ગાજી રહેલાં છે, એવા હિમકૂટ પર્વત પ્રદેશમાં દુર્વાસા મુનિ તીર્થપ્રવાસ કરતા હતા.

ઉંચાં ઉંચાં ગિરિશૃંગો કૈં હિમે ભરેલાં ભાસે છે!
સૂર્યતેજ પ્રતિબિમ્બ પ્રભાવે સ્ફટિક સમાન પ્રકાશે છે!
સ્વેદતણા બહુ વળી નિગાળા નગાધિરાજ તણા અંગે,
નિર્મળ ઝરણ રૂપે અથડાતા નીચે શિલાતલની સંગે;
નૃત્ય કરે એકાન્ત સ્થાનમાં આવી અપ્સરાઓ જાણે,
નુપૂરતણા ઝણકાર નિરંતર પડે પ્રવાસીને કાને.

હિમાલયના પ્રદેશની આવી શોભા નીહાળતા ઉગ્ર તપસ્વી દુર્વાસા ફરતા ફરતા એક અલૌકિક ગુફા સ્થાન આગળ આવી ચઢ્યા. તો ત્યાં,

એકાન્ત સ્થાનમહિં સુંદરી કોઈ આવી;
વીણાતણા મધુર શબ્દ રહી સુણાવી;
ઉતાવળી ચપલ અંગુલીઓ ચલાવી,
ગાતી મધુરી મધુરા સ્વરને મીલાવી!

આ એકાન્ત સ્થાનમાં એક વિદ્યાધરી બેઠી બેઠી વીણા બજાવતી હતી; અને પોતાનો મધુર સ્વર વીણાના સ્વરની સાથે મેળવીને ગાતી હતી. એટલે—

ઉભા રહ્યા તપસ્વી ત્યાં, મુગ્ધ સંગીતથી થઈ;
વિદ્યાધરી તણી દ્દષ્ટિ, ઓચિંતી તેભણી ગઈ !

દુર્વાસા પોતે ઉભા ઉભા શાન્તિથી શ્રવણ કરે છે, એટલામાં તે વિદ્યાધરીએ તેમને જોયા, તેથી વીણાવાદ્ય નીચે મૂકીને—

પાસે આવી પગે લાગી, અર્ધ્યપાદ પૂજા કરી,
સુગંધી પુષ્પની માલા, મુનિના કંઠમાં ધરી.

તેણે પૂજન કરીને પોતાની પાસે પડેલા કનકપાત્રમાંથી સુગંધી પુષ્પની માળા લઇ દુર્વાસા મુનિના કંઠમાં પહેરાવી; એટલે—

સિદ્ધ લોક ભણી વળ્યા તપસ્વી શુભાશિષ તેને દઇને,
પોતાના તપતેજ પ્રતાપે ત્યાંથી ગગનમાર્ગે થઇને;
ઐરાવત પર ચઢી માર્ગમાં ઈંદ્ર મળ્યો સામો ત્યાંહિ,
કરવા કંઈ સત્કાર તપસ્વી વિચારતા અંતરમાંહિ !

વિદ્યાધરીને આશીર્વાદ આપીને મુનિ દુર્વાસા પોતાના તપોબળથી સિદ્ધલોક ભણી ચાલ્યા; પરન્તુ ગગનમાર્ગમાં થઇને જતાં ઐરાવત ઉપર આરૂઢ થઇને આવતો ઇંદ્ર સામો મળ્યો, એટલે તેનો સત્કાર કરવાની ઇચ્છા થઇ; પણ આવા વૈભવવાળા પરાક્રમી ઇંદ્રનો સત્કાર આ તપસ્વી બ્રાહ્મણ શો કરે ?

રાય રીઝે તો આપશે, બહુ મોટી બક્ષીસ;
દેવો દે વરદાન ને, બ્રાહ્મણ દે આશિષ !

જેની પાસે જે હોય, તે આપે; રાજા હોય તો ગામ આપે; દેવતા હોય તો વરદાન આપે; અને બ્રાહ્મણ તો આશીર્વાદ સિવાય બીજું શું આપે ? આ તપસ્વી દુર્વાસાએ પણ ઇંદ્રને આશીર્વાદ આપ્યો અને પછી—

પુષ્પમાલ કંઠેથી કાઢી મહર્ષિએ અર્પણ કીધી,
ઇંદ્રે ગર્વ કરી કુંજરના કુંભ સ્થળે ભરવી દીધી !

દુર્વાસા મુનિએ પેલી વિદ્યાધરીની આપેલી માળા કંઠમાંથી કાઢીને ઇંદ્રને આપી, પણ જેનો કંઠ મણિમૌક્તિકની અમૂલ્ય માળાઓથી વિભૂષિત થઇ રહ્યો છે, તે કંઠમાં આ તપસ્વીની ઉતરેલી પુષ્પમાળા ને સ્થાન આપવું ઇંદ્રને યોગ્ય લાગ્યું નહિ, એટલે તેણે તે માળા લાગલીજ અરાવતના કુંભસ્થળ ઉપર નાંખી દીધી !

ધનમદથી ધનવાન લોક આંખે નવ દેખે,
કુલના મદથી કુલીન સર્વને હલકા લેખે;
સત્તાનો મદ સામાની કિંમત નવ જાણે,
જ્ઞાનમદે જ્ઞાની પોતાને ઈશ્વર માને !
ધન, યૌવન, સત્તા અને, મદ, વિદ્યા, કુલ, જ્ઞાનનો;
મદિરાથી ભૂંડો દીસે, આ નીશો મદપાનનો.

એમ ઐશ્વર્યના મદથી છકેલા ઇંદ્રે તપસ્વીની આપેલી પુષ્પ-માળા હાથીના કુંભસ્થળ ઉપર નાંખી દીધી ; અને ત્યાંથી,

મદોન્મત્ત ગજરાજે લઇને પાય તળે છુંદી નાંખી !
આ અપમાન મુનિ દુર્વાસા નહિં શકયા નજરે સાંખી !

ઇંદ્રનો અરાવત પણ ઇંદ્રના જેવોજ! એટલે તે માળા જેવી તેના કુંભસ્થળ ઉપર પડી, તેવીજ એકદમ સુંઢ વડે ત્યાંથી ઉપાડીને તેણે પોતાના પગ નીચે ઘાલીને છુંદી નાંખી?

આથી ઉગ્ર તપસ્વી દુર્વાસાને બહુ માઠું લાગ્યું અને વક્રભ્રુકુટિ રાખીને બોલ્યા કે:—

"હે સુરપતિ અભિમાની, તેં સ્વાગત નવ લીધું સ્વીકારી;
ત્રણે લોકની સાથે, નાશ પામજો લક્ષ્મી સહુ તારી!"

"હે અભિમાની ઇંદ્ર! તારો સત્કાર કરવાને માટે મેં મારા કંઠમાંની પુષ્પમાળા કાઢીને તને આપી, છતાં તેને છેક નજીવી ગણીને તેં આ ઐરાવતના પગ તળે છુંદાવી નાંખી, તો હવે જા, ત્રણે લોકની સાથે તારી રાજ્ય લક્ષ્મી નાશ પામશે." દુર્વાસાનાં આ વચન સાંભળીને ઇંદ્ર હસવા લાગ્યો અને અપરાધની ક્ષમા માગવાને બદલે કાંઇ પણ સ્પૃહા રાખ્યા સિવાય પોતાની ઇંદ્રપુરી તરફ ચાલ્યો; પરંતુ ત્યાં તો,

ઇંદ્રપુરીને ઘેરી લઇને દૈત્યો કાળો કેર કરે,
વિધવિધ શસ્ત્ર પ્રયોગ પ્રહારે સુરમંડળના પ્રાણ હરે;
સુરલોકની સુંદરીઓ પણ નાસે છે પોકાર કરી,
દાનવનાં દળ પૂઠે લાગ્યાં નથી દીલમાં દયા જરી!
ઇંદ્ર સભાને તોડી ફોડી ઇંદ્રાસન વાળ્યું ઊંધું!
આખો ધનભંડાર લૂંટયો નવ તૃણ સરખું રહેવા દીધું!

ઇંદ્ર જ્યાં ઇંદ્રપુરીના દરવાજા પાસે આવ્યો કે ત્યાં તેણે આવી ઉથલપાથલ દીઠી. દાનવો નગરમાં પ્રવેશ કરીને ચોમેર ત્રાસ વર્તાવી રહ્યા છે; અમરપુરીને ઉજ્જડ કરી રહ્યા છે; દેવાંગનાઓ પણ દાનવોના ત્રાસથી ભય પામીને નાસભાગ કરી રહી છે અને સર્વ દેવતાઓ રક્ષણના અભાવે અનાથ જેવા બનીને રૂદનાલાપ કરી રહ્યા છે. આવી સ્થિતિ નીહાળીને તેણે સિંહસમી ગર્જના કરી. અને,

પોતે પ્રવેશ અમરાપુરીમાંહિ કીધો,
આવ્યાં અસુર દળ વાદળ ઘેરી લીધો;
ઉપાડી વજ્ર બહુ તીક્ષ્ણ પ્રહાર કીધા,
ભારી ગદા ઉપર તે સહુ ઝીલી લીધા!
પોતે પરાક્રમી છતાં નવ ચાલ્યું કાંઈ!
પામ્યો પરાજય પૂરો ક્ષણ એકમાંહિ;
ભાવિબળે સમય આવી ગયોજ સાઠો,
ઐરાવતેથી પડતુ મૂકી ઈંદ્ર નાઠો!

ઇંદ્ર જેવો ઇંદ્રપુરીમાં પ્રવેશ કરે છે, કે ચોમેરથી અસુરોએ આવીને તેને ઘેરી લીધો. પોતાના બચાવને માટે તેણે ઘણાય વજ્ર પ્રહાર કર્યા, પણ અસુરો પાછા હઠયા નહિં અને અંતે આવો પરાક્રમી હોવા છતાં દાનવોને હાથે પૂર્ણ પરાજય પામીને ઐરાવત ઉપરથી નીચે કૂદી પડીને નાઠો. આ પ્રમાણે ઇંદ્રને પોતાના અભિમાનનું ફળ તરતજ મળી ગયું. માટે—

મનવા મત કર તું અભિમાન—(૨)
મૂરખ બીજ કડવાં છે મદનાં

સમજ સમજ નાહાન—મનવા
સાગર નીર ખારૂં મહ લોલે
ધર શ્રીધરનું ધ્યાન—મનવા

મહાત્મા તુલસીદાસજીએ પણ કહ્યું છે, કે—

दया धर्मको मूल हे पापमूल अभिमान ।
तुलसी दया न छांडिये जबलग घटमें प्रान ॥

ધર્મનું મૂળ દયા છે; અને અધર્મનું, પાપનું મૂળ અભિમાન છે; માટે,

અભિમાન કદી નવ કરીએ, પથ્થર બાંધી કયમ તરીએ ?
થઇ નમ્ર સહાયે ચઢિયે, અભિમાને પાછા પડિયે.

ઇંદ્ર આવો ઐશ્વર્યવાળો હોવા છતાં અભિમાનથી પડયો.

દીધો શાપ દુર્વાસાએ જેવો;
દુઃખ પામ્યા ઘણું દેવતાઓ.
થયો યજ્ઞ ક્રિયાઓનો નાશ;
દૈત્ય આપી રહ્યા બહુ ત્રાસ.
લોકપાલો બનીને ઉદાસ;
ભેગા થઇ આવ્યા બ્રહ્માની પાસ.

દુર્વાસાના શાપથી ઇંદ્રસહિત ત્રણે લોક લક્ષ્મીરહિત થઇ ગયા અને બધી યજ્ઞક્રિયાઓ નાશ પામી, ત્યારે ઇંદ્ર, વરૂણ, વાયુ અને બીજા તમામ દેવતાઓ ભેગા થઇને બ્રહ્માની પાસે આવ્યાઃ

સુવર્ણ મેરૂનાં શૃંગોમાં બ્રહ્મા બેઠા ધ્યાન ધરે,
ઇંદ્રાદિક દેવો આવી ત્યાં પ્રેમસહિત પ્રણામ કરે;
જોઈ છેક નિસ્તેજ સર્વને પ્રજાપતિ મુખથી ઉચરે,
"અવિનાશીના શરણ વિના કંઈ અર્થ આપણો નહિં સરે.
પ્રાણીમાત્રનું પાલન કરવા સત્ત્વ ગુણ સેવે સ્વામી,
ધર્મ કાજ અવતાર ધરે છે યુગયુગમાં અંતર્યામી;
એજ પૂર્ણ પરબ્રહ્મ પુરૂષ નારાયણને શરણે જઈએ,
ભીડભંજનનું ભજન કરી ભયમુક્ત આપણે સૌ થઈએ."

મેરૂ પર્વતના શૃંગોમાં જ્યાં બ્રહ્માજી બેઠા તપ કરે છે, ત્યાં સર્વ દેવતાઓ આવ્યા અને ભક્તિભાવથી પ્રણામ કરીને દુઃખ નિવેદન કર્યું. દેવતાઓને આટલા બધા દીન બની ગએલા જોઈને બ્રહ્માજી બોલ્યા, કે "જે ભગવાન પ્રાણીઓના રક્ષણને માટે સત્ત્વ ગુણને સેવે છે, તેજ અવિનાશી પૂર્ણ પુરૂષોત્તમને શરણે આપણે જવું જોઇએ. જે પ્રભુ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય કરવા સારૂ પોતાની ત્રિગુણાત્મક માયાવડે કરીને સમયાનુસાર સ્વરૂપ ધારણ કરે છે, તેજ આપણને આ દુઃખમાંથી છોડાવશે, તેજ આપણું કલ્યાણ કરશે."

બ્રહ્મા આવું કહી ત્યાંથી, નીકળ્યા સર્વને લઈ;
અજીત સ્થાનમાં આવી, ઉપાસે પ્રભુને તહિં.

આવું કહીને બ્રહ્મા પોતે સર્વ દેવતાઓને સાથે લઇને ભગવાનના અજીત સ્થાનમાં આવ્યા અને ત્યાં વેદવાણી વડે કરીને ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા:—

एकस्थं जीवितेशे त्वयि सकलजगत्सारमालोकयामः
श्यामे चक्षुस्तवास्मिन्वपुषि निविशते नाल्पपुण्यस्य पुंसः।
कस्यान्यत्रामृतेऽस्मिन्नतिरति विपुला दृष्टिरेवामृतं ते
दैत्य रित्युच्यमानो मुनिभिरपि हरिः श्रेणरूपोऽवताद्वः॥

જેના ક્રોધસહિતથી શંભુ, મતિથી બ્રહ્મા થયા છે વળી,
ને જેના બળમાંથી ઇંદ્ર નીપજ્યો, દેવો પ્રસાદે કરી;
જે છે સત્ય સ્વરૂપ વિશ્વ સહુના, આદિ અનાદિ પ્રભુ,
એવા શ્રી જગદીશના ચરણમાં, સાષ્ટાંગ પ્રેમે નમું.
જેના મુખથી વેદ વિપ્ર નીકળ્યા, ક્ષત્રી ભુજાથી થયા,
વૈશ્યો સાથળમાંથી, શૂદ્ર ચરણો માંહિથી છે નીસર્યા;
ને વક્ષઃસ્થળમાંથી લક્ષ્મી પ્રકટયાં, જેની વિભૂતિ થકી,
એવા શ્રી જગદીશના ચરણમાં, વંદુ સદા પ્રેમથી.
શ્રોત્રેંદ્રિય થકી દિશા, હૃદયથી, છિદ્રો શરીરોતણાં,
સ્પર્શે કામ, ભ્રુકુટિમાંથી યમ ને, ઓષ્ઠે પ્રીતિ ઉપજ્યાં;
સૌના આશ્રયરૂપ એવું નભ તે, નાભિમહિંથી થયું,
એવા શ્રી જગદીશના ચરણમાં, સાષ્ટાંગ પ્રેમે નમું.

( ધૂન )

જય જય દીનાનાથ દીનબંધુ, જય જય કેશવ કરૂણાસિંધુ !

સ્તુતિ વચન સુણી દેવનાં, પ્રકટ થયા ભગવાન;
અનુપમ કાન્તિ પ્રકાશતી, કોટી સૂર્ય સમાન!

દેવતાઓનાં સ્તુતિવચનથી પ્રસન્ન થઇને પ્રભુએ ત્યાં પોતાનું તેજસ્વી સ્વરૂપ પ્રકટ કર્યું.

નેત્રો લાલ વિશાળ પદ્મ સરખાં, ભાસે અમિથી ભર્યાં,
પીળાં તંત સુવર્ણ શાં વસનને, અંગે પ્રભુએ ધર્યાં!
કાને કુંડળ મસ્તકે મુકુટ ને, ચારો ભુજાઓવિષે,
આભુષણમહિં અનેક જડિયાં, રત્નો અમૂલાં દીસે!
કેડે ઘુઘરિયાળી શી લટકતી, રૂડો કટિ મેખલા!
કંઠે કૌસ્તુભમાલ એવી ઝળકે, સંપૂર્ણ સોળે કળા;
તેજસ્વીરૂપ આવું શ્રીહરિતણું દેવો ન દેખી શકયા,
બ્રહ્માને શિવજી વિના સરવનાં નેત્રો મીંચાઈ ગયાં!

પ્રભુનું આવું તેજસ્વીરૂપ જોઇને બ્રહ્મા અને સદાશિવ સિવાય બીજા તમામ દેવતાઓનાં નેત્ર અંજાઇ ગયાં અને જેમ,

દાવાગ્નિથી પીડિત થયલાં વૃન્દ માતંગ કેરાં,
ગંગાજીનું જળ નીરખતાં થાય છે હર્ષઘેલાં!
એવી રીતે અસુર ભયથી ત્રાસ પામી ગએલા,
સર્વે દેવો જગદીશતણા દર્શને શાન્તિ પામ્યા.

દાવાગ્નિથી પીડાયલા હાથી જેમ ગંગાજળને જોઇને હર્ષઘેલા બની જાય તેમ દાનવોના ત્રાસથી પીડાતા દેવતાઓ પ્રભુનાં દર્શનથી પરમ શાન્તિ પામ્યા; પછી પ્રભુના મુખારવિન્દ સામું જોઇને બ્રહ્માજી બોલ્યાઃ—

" હે પ્રભુ અંતર્યામી, આપ સાક્ષીભૂત સર્વતણા કહાવો;
દેવ અને બ્રાહ્મણની, ઉન્નતિ કેરો ઉપાય બતલાવો. "

હે અંતર્યામી ! હે દીનાનાથ ! અમે સર્વ લોકપાલો જે કારણથી આપના ચરણને શરણે આવ્યા છીએ, તે કાંઇ આપનાથી અજાણ્યું નથી. આપ સર્વના સાક્ષીભૂત છો, સર્વજ્ઞ છો, આપને સ્પષ્ટ કહેવાની જરૂર નથી."

આ પ્રમાણે બ્રહ્માદિક દેવતાઓનું કહેવું સાંભળીને તેમના હૃદયનો મર્મ જાણનારા પ્રભુ મેઘનાદના સરખી ગંભીર વાણીથી બોલ્યા, કે—

"કાર્ય સિદ્ધિને કાજે, દૈત્યો સાથે સંપ કરો જઇને;
મંથન કરવું આજે, ક્ષીર સાગરનું સૌ ભેગા થઇને."

પ્રભુએ કહ્યું, " તમે દાનવો સાથે સંપ કરીને સમુદ્રમાંથી અમૃત ઉત્પન્ન કરવાનો યત્ન કરો; તમામ પ્રકારની ઔષધિઓ ક્ષીર સાગરમાં નાંખીને, મંદરાચળ પર્વતની રવઇ બનાવી, વાસુકિનાગના નેતરા વડે સમુદ્રમંથન કરો; તેમાં હું પણ તમને મદદ કરીશ."

કહી એમ ભગવાન પૂર્ણ પુરૂષોત્તમ અંતર્ધાન થયા,
ઇંદ્રાદિક દેવો પણ ત્યાંથી બલિરાજાની પાસ ગયા;
ચતુર ઇંદ્રે બલિરાજાને કહી યુક્તિથી વાત સહુ,
અમૃતપાનતણી આશાએ અસુરોને પણ રૂચી બહુ.

શ્રી ભગવાનની આજ્ઞા પ્રમાણે અસુરોની સાથે સંપ કરવા સારૂ ઇંદ્રાદિક દેવતાઓ બલિરાજાની પાસે આવ્યા; અને સમુદ્રમંથન કરીને અમૃત કાઢવાની હકીકત તેમને ચતુરાઇથી કહી સંભળાવી. અમૃતનું નામ સાંભળીને દાનવો પણ રાજી રાજી થઇ ગયા; અને પછી,

સહુ કરી પરસ્પર સંપ ગર્જના કરતા,
આવ્યા મંદરાચળ પાસ ફલંગો ભરતા;
મળી દેવ દાનવો સાથ, ભીડીને બાથ,
ઉપાડયો મેરૂ, ઉપાડયો મેરૂ
મંથન કરવા છે કામ રવૈયા કેરૂ.
લઈ ચાલ્યા સાગરતીર, સહુ શૂરવીર,
મહાબલ ધારી, મહાબલ ધારી,
પણ થોડે દૂર જઈ હિંમત બેઠા હારી;
થઈ ગયા સર્વ લાચાર, અતિશય ભાર,
લાગિયો જ્યાંહિ, લાગિયો જ્યાંહિ,
થાકીને અધવચ મૂકયો માર્ગની માંહિ.

મહા મદોન્મત્ત દાનવોએ ભેગા મળીને આખા મંદરાચળ પર્વતનેજ મૂળમાંથી ઉખાડયો અને ત્યાંથી ઉપાડીને મોટી મોટી ગર્જનાંઓ કરતા ક્ષીર સમુદ્રના કીનારા તરફ ચાલ્યા; પણું ભાર બહુ હોવાથી થોડેદૂર જઇને સર્વ થાકી ગયા, એટલે લાચાર થઇને તેને અધવચ માર્ગમાંજ નાંખી દીધો. આ પ્રમાણેઃ -

દીઠા સૌને જ્યારે, અધવચ નિરુત્સાહી થયલા,
દયાસિન્ધુ પોતે, તરતજ પધાર્યા કરી દયા;
મૂકી દીધો મેરૂ, ગરૂડતણી પીઠે રમતમાં,
ઉડી વેગે આવ્યા, ઉદધિ જલ્દીરે પલકમાં!

આમ જ્યારે દેવ અને દાનવોને અધવચ નિરાશ થએલા જોયા, ત્યારે પ્રભુ પોતે એચિંતા ત્યાં પધાર્યા અને મંદરાચળને ગરૂડની પીઠ ઉપર ગોઠવી એક ક્ષણમાં સાગરને કાંઠે લાવીને મૂકી દીધો.

ઉતારી મેરૂને નીચે, રજા આપી ગરૂડને;
નેતરાંકાજ બોલાવ્યો, પછી વાસુકિ નાગને,

ક્ષીર સાગરના કાંઠા ઉપર મેરૂપર્વતને ઉતારીને પ્રભુએ ગરૂડને રજા આપી; અને પછી નેતરા કાજે વાસુકિનાગને બોલાવ્યો.

અમૃતની આશાએ, વાસુકિ પર્વતને વીંટાયા;
મંથન કરવા કાજે, દેવ દાનવો સહુ તૈયાર થયા.

પોતાને પણ અમૃતમાં ભાગ મળશે, એમ સમજીને વાસુકિનાગ મંદરાચળ પર્વતની આસપાસ વીંટાઇ ગયો, એટલે દેવ અને દાનવો સમુદ્રમંથન કરવાને માટે તૈયાર થઇ ગયા; પણ,

ફેણુ તરફનો ભાગ પ્રથમ જઇને ઝાલ્યો જગના નાથે,
દાનવ બોલ્યા, "અમે અમંગલ પુચ્છ પકડીએ નહિ હાથે;"
પ્રભુએ હસીને પુચ્છ ભાગને ગ્રહણ કર્યો મુખને છોડી,
દૈત્યોને મનગમતું દીધું દેવોને પૂછડે જોડી!

પ્રભુએ પ્રથમ વાસુકિનાગના મુખ તરફનો ભાગ પકડયો તે દાનવોને ન રૂચ્યું. દાનવો બોલ્યા કે, "આ અમંગળ પૂછડાનો ભાગ તમે ઝાલો અને મોંઢાનો ભાગ અમે પકડીશું, " એટલે પ્રભુએ હસતાં હસતાં મુખનો ભાગ છોડીને પૂછડું પકડયું; અને પછી તરતજ

માંડયું વલોણું મહામૂલનું,
અમૃત કાઢવાને કાજ (૨)—માંડયું.
નાંખી ઔષધિઓ બ્રહ્માંડનીરે, સાગર ગોળાની માંહ્ય;
મેરૂ રવૈયો વચમાં ફરે, નાગ નેતરૂ બંધાય—માંડયું.
સામાસામી દેવદાનવોરે, વચ્ચે બ્રહ્માંડના નાથ;
લાગ્યો મંદરાચળ બુડવા, રહ્યા મથી હાથોહાથ—માંડયું.
કોઈ ના શકયા જ્યારે ટેકવીરે, જળમાં પેઠા મોરાર;
પીઠે મંદરાચળ તોળિયો, ધરી કચ્છાવતાર—માંડયું.

---

अभिनव जलधरसुन्दर धृतमन्दर ए।
श्री सुख चन्द्र चकोर जय जयदेव हरे॥

( ધુન )

અભિનવ જલધર સુંદર ધૃતમંદર એ;
શ્રીસુખ ચંદ્ર ચકોર જયજય દેવ હરે.

જ્યારે મંદરાચળ પર્વત જળમાં ડુબવા લાગ્યો, ત્યારે પ્રભુએ કાચબાનું સ્વરૂપ ધારણ કરીને તેને પોતાની પીઠ ઉપર ધરી લીધો, એટલે પાછું—

માંડયુ વલોણું મહામૂલનું,
અમૃત કાઢવાને કાજ (૨) – માંડયુ.

વાસુકિ નાગના શ્વાસથી રે, લાગી અગ્નિની ઝોળ;
ઝડ્ડિકે બ્રહ્માંડ ગાજી રહ્યાં, વાગી આકાશે છોળ !–માંડયું.
દાનવને દેવ જ્યારે થાકીઆ રે, વળગ્યા સુંદિર શ્યામ.
ચારે ભુજાઓ દે સામટી, કરે અદ્દભુત કામ – માંડયુ.
વિષ હળાહળ તે સમે રે, આવ્યાં ઉભરાઇ બહાર;
લોકપાલ સહુ ભય પામિયા, કરવા લાગ્યા પોકાર – માંડયુ.

ચતુર્ભુજધારી શ્રીભગવાને જ્યાં પોતાના ચારે હાથે વાસુકિનાગને પકડીને મંથન કરવા માંડયું, કે સમુદ્રમાંથી 'કાલકૂટ' નામનું હલાહલ વિષ ઉત્પન્ન થયું.

> ઉગ્ર હળાહળ ઝેર આવ્યું વેગે ઉભરાતું,
> જાય ચાલ્યું ચોમેર દિશાઓમાં ફેલાતું;
> આકુળ વ્યાકુળ બની દેવ દાનવો નાસે,
> રક્ષા નહિં કરનાર કોઈ આવીને પાસે.
> તીવ્ર વેદના થાય છે, કષ્ટે અંગ પડે કળી;
> સ્તુતિ સદાશિવની કરે, લોકપાલ ભેગા મળી.

આ હળાહળ ઝેર સમુદ્રમાંથી ઉભરાઇને દિશાઓમાં ફેલાતું ચાલ્યું, એટલે તમામ દેવ દાનવો આકુળવ્યાકુળ થવા લાગ્યા અને હવે "જો આની શાન્તિનો ઉપાય નહિ થાય તો ત્રણે લોક બળીને ભસ્મ થઇ જશે," એમ બોલતા સર્વ લોકપાલો સદાશિવની પ્રાર્થના કરવા લાગ્યા;

> "જય જય જગદીશ ઇશ શંકર ગુણખાની;
> શ્વેત અંગ શીશ ગંગ, લીપટે ગલમેં ભુજંગ,
> નન્દીગણુ લિયે સંગ, ગિરિજા ભવાની—જય જય
> ઇન્દુભાલ નેત્રજ્વાલ, સોહે ઉર મુંડમાલ,
> હર હર હર શિવદયાલ, સેવક સુખ દાની—જય જય
> દેવનકે રક્ષપાલ, વડવાનલ વિષમજ્વાલ,
> આયે સબ ચરન શરન, સિદ્ધેશ્વર જ્ઞાની—જય જય"

આ પ્રમાણે લોકપાલની પ્રાર્થના શ્રવણ કરતાંની સાથેજ સદાશિવ પોતે કૈલાસમાંથી ત્યાં પધાર્યા; અને

સદાશિવે તો સમાવિયાંરે વિષ અંજલિની માંહ્ય;
મુખે માંડીને સહુ પી ગયા, ડાઘ કંઠે દેખાય – માંડયુ.
કંઠે સ્થંભાવીને રાખીયું રે, પડયું નીલકંઠ નામ;
પીતાં ઢળ્યું તે પી ગયા, સર્પ વીંછી તમામ – માંડયુ.

ત્રિલોકની રક્ષા કરવા માટે તમામ હલાહલ વિષને પોતાની હથેલીમાં ભેગું કરીને સદાશિવ પોતે પી ગયા; અને તેને અંદર નહિ ઉતારતાં ગળામાંજ સ્થંભાવી રાખ્યું. એ વિષના પ્રભાવ વડે કરીને તેમના કંઠ ઉપર નીલવર્ણનો ડાઘ રહી ગયો, તેથી પોતે **નીલકંઠ** કહેવાયા ! અને એ વિષપાન કરતાં કરતાં જે કાંઇ થોડુંઘણું ઢળી ગયું, તે સર્પ અને વીંછી ઇત્યાદિ ઝેરી પ્રાણીઓ પી ગયાં; વળી એ કાલકૂટ નામક હલાહલ વિષ ઝેરી પ્રાણીઓ પાસેથી થોડું ઘણું ઉછીનું લઇને ખળ પુરૂષોએ વાણીમાં અને હૃદયમાં પણ ધારણ કરેલું છે.

**दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम् ।
मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ॥**

ઝેરીલા જીવ જંતુઓનું વિષપાન જગતને ત્રાસરૂપ થઇ પડયું! પરંતુ પરોપકારની દૃષ્ટિથી ભોળા શંભુએ કરેલું વિષપાન ત્રિલોકને આશિર્વાદરૂપ થઇ પડયું; અને જેમ,

શુકને અપાનો કાંઠલો બહુ સુશોભિત જણાય છે;
તેમ દૂષણરૂપ નીલ ડાઘ ભૂષણ શંભુનું વખણાય છે!

મોટાની મોટાઈ તે આનું નામ.

મોટા તે કહેવાય ભોગ પોતાનો આપે,
મોટા તે કહેવાય કષ્ટ સામાનાં કાપે;
મોટા તે કહેવાય જીવન પરમાર્થે ગાળે,
મોટા તે કહેવાય સર્વ પ્રાણીને પાળે.
બીજાના સુખ કારણે, જાતે જે દુઃખ વેઠતાં;
તે સાધુ પુરૂષો સદા ત્રિભુવનમાં મોટા થતા!

જગતને દુઃખ પામતું જોઈને સાધુ પુરૂષો હંમેશાં દુઃખી થાયછે અને તે દુઃખને મટાડવાને માટે પોતાનો આત્મભોગ આપવા પણ તૈયાર થઈ જાય છે. સદાશિવના આ આત્મભોગની સર્વ દેવતાઓ પ્રશંસા કરવા લાગ્યા અને સાક્ષાત્ વિષ્ણુભગવાન પોતે પણ બહુ પ્રસન્ન થયા.

धन धन शंकर भोलानाथ,
संकट विकट हटाने वाले.
देखे बहुतसे दानी ध्यानी
तुमसा ओर न कोइ दानी,

महिमा तीन लोकने जानी,
हलाहल विष पीने वाले–धन धन

---

( धून )

હર હર મહાદેવ શંભુ સદાશિવ મહાદેવ શંભુ.

વિષધારીએ વિષપાન કરી લીધા પછી પાછું સમુદ્ર મંથનનું કાર્ય શરૂ થયું;

માંડયુ વલોણું મહા મૂલનું,
અમૃત કાઢવાને કાજ (૨) – માંડયું.
વિષ શમ્યા પછી નીકળી રે, રૂડી કામધેનુ ગાય;
તેને અગ્નિહોત્રી ઋષિઓ, હવિષ્ય કાજે લઈ જાય – માંડયું.

વિષ શમી ગયા પછી મંથન કરતાં લાગલીજ કામધેનુ ગાય નીકળી ને હવિષ્યના કામ માટે ઋષિ બ્રાહ્મણો લઇ ગયા; પછી

ત્રીજો તે ચંદ્રમા સોહામણો રે, શીતળતાનો ભંડાર;
શંભુએ સ્થાપ્યો લલાટમાં, જેનો ઉંચો અધિકાર – માંડયું.

શીતળતાના ભંડારરૂપ ચંદ્ર નીકળ્યો તેને સદાશિવે પોતાના લલાટને વિષે સ્થાપ્યો; ત્યાર પછી,

અશ્વ ઉચ્ચૈ:શ્રવા નામનો રે, આવ્યો કૂદીને બ્હાર;
બલિરાજાએ ઇચ્છા કરી, બાંધ્યો તેમને દરબાર—માંડ્યું.

ઉચ્ચૈ:શ્રવા નામનો શ્વેત અશ્વ નીકળ્યો, તે બલિરાજાએ લીધો;

નીકળ્યો ઐરાવત ડોલતો રે, જેને સુંઢો છે સાત;
દેખી દેવેંદ્ર રાજી થયો, કર્યું વાહન સાક્ષાત્—માંડ્યું.

પછી ઐરાવત નામનો સાત સુંઢોવાળો હાથી નીકળ્યો, તે દેવેંદ્રના ભાગમાં આવ્યો, દેવેંદ્રનું વાહન બન્યો ;

પૂઠે કૌસ્તુભ મણિ ઝળકિયો રે, જેની શોભા અપાર;
વક્ષ:સ્થળ માંહિ ધારણ કર્યો, વૈકુંઠનાથે તે વાર—માંડ્યું

કૌસ્તુભમણિ નીકળ્યો તે વૈકુંઠનાથે પોતાના વક્ષ:સ્થળમાં ધારણ કર્યો :

ત્યાર પછી કલ્પવૃક્ષ પ્રકટિયું રે, જેનું પારિજાત નામ;
દીધું પહોંચાડી દેવ લોકમાં, પૂરે સહુના મનકામ—માંડ્યું.

પારિજાત વૃક્ષ નીકળ્યું, તે સ્વર્ગમાં પહોંચાડી દીધું; અને પછી—

રંભાદિ અપ્સરાઓ નીકળી રે, રૂપ રૂપનો અંબાર;
જઇને વસી અમર લોકમાં, સજી સોળે શણગાર—માંડ્યું.

પછી જેમણે સોળે શણગાર ધારણ કર્યાં છે એવી અત્યંત સ્વરૂપવાન અપ્સરાઓ નીકળી, તે પણ દેવલોકનાં મન રંજન કરવા સારૂ અમર લોકમાં ચાલી ગઇ ! એટલે પછી,

પોતે લક્ષ્મીજી પધારિયાં રે, સાગરમાંથી તત્કાળ;
સુવર્ણ વેલસમાં શોભતાં, દીસે કરમાં વરમાળ–માંડયુ.

હવે સાક્ષાત્ લક્ષ્મીજી પોતે પધાર્યાં, એટલે

ઇંદ્રે અદ્દભૂત રત્નજડિત સિંહાસન ઉપર પધરાવ્યાં,
સકલ વૃન્દ સરિતાઓનાં નિર્મલ જલકલશ ભરી લાવ્યાં;
પૃથ્વીએ ઔષધિઓ અર્પી વિધવિધ પુષ્પ વસંત ધરે,
વેદ મંત્રથી ઋષિમુનિઓ સહુ વિધિપૂર્વક અભિષેક કરે!

લક્ષ્મીજી જેવાં સમુદ્રમાંથી બહાર આવ્યાં, કે ઇંદ્રે અદ્દભૂત સિંહાસન ઉપર તેમને પધરાવ્યાં; સરિતાઓએ સુવર્ણના કળશો ભરી ભરીને પવિત્ર જળ લાવી આપ્યું; પૃથ્વીએ ઔષધિ આપી અને વસંત ઋતુએ ફળપુષ્પાદિ અર્પણ કર્યાં. એટલે તમામ ઋષિઓએ શાસ્ત્રવિધિ પ્રમાણે લક્ષ્મીજીનો અભિષેક કર્યો.

कमलासन कमलेक्षण कमलारि किरीटकमलभूद्भाद्यैः ।
नुतपदकमला कमलकरधृतकमला करोतु मे कमलम् ॥

ગંધર્વો મંગળગીત ગાવા લાગ્યા, મૃદંગ અને વીણા–વાજીંત્ર વાગવા લાગ્યાં અને જેમના કર–કમલને વિષે પ્રફુલ્લિત કમલો શોભી રહ્યાં છે, એવાં શ્રીલક્ષ્મીજીના મસ્તક ઉપર દિશાના હાથીઓએ સુવર્ણ કલશોવડે કરીને અભિષેક કર્યો; ત્યારપછી—

અર્પ્યાં પીળાં વસ્ત્ર સાગરે, વૈજયંતી માળા વરૂણે;
વિશ્વકર્માએ દીધાં આભૂષણ, નાગોએ કુંડલ કર્ણે.

ઋષિ બ્રાહ્મણો વેદના મંત્રોચ્ચાર કરી રહ્યા, સમુદ્રે લક્ષ્મીજીને પીળાં રેશમી વસ્ત્ર આપ્યાં, વરૂણદેવે વૈજયંતી માળા આપી, વિશ્વકર્મા પ્રજાપતિએ આભૂષણ આપ્યાં, નાગલોકોએ કુંડળ આપ્યાં અને આ પ્રમાણે સ્વસ્તિવાચન થઇ ગયા પછી—

આભૂષણ અંગે ધરી, લઇ કરમાં વરમાળ;
લાયક વરની શોધમાં, ફરતાં નયન વિશાળ.
યક્ષ અસુર ગંધર્વમાં, દીઠા અતિશય દોષ;
સિદ્ધલોકથી નવ થયો, પણ શ્રીને સંતોષ.

ત્યાં હાજર રહેલા તમામ દેવ દાનવો તરફ દૃષ્ટિ કરી, પણ કોઇ નજરમાં ન આવ્યો; તેથી વળી ફરી મન સાથે વિચાર કરવા લાગ્યા.

"તપસ્વી દુર્વાસા ઘણા, પણ નવ ક્રોધ જીતાય;
બૃહસ્પતિ જ્ઞાની છતાં, સંગદોષ દેખાય.

ઇંદ્ર સમર્થ છતાં પૂરો, પરાધીન સમજાય;
પરશુરામ પરાક્રમી, પણ નિર્દય કહેવાય.
શિબિરાજ દાનેશ્વરી, નહિં મુક્તિનું નામ;
બ્રહ્માજી સૃષ્ટિ ઘડે, પણ નવ જીત્યો કામ.
સનકાદિ ગુણયુક્ત પણ, સમાધિમાં રહેનાર;
માર્કંડેય દીર્ઘાયુષી, રસિક નહિં તલભાર.
શિવજી મોટા પણ ફરે, ભૂતપ્રેતની સાથ;
મારે લાયક વર ફુડો, એકજ વૈકુંઠનાથ!"

લક્ષ્મીજી વિચાર કરે છે કે, "દુર્વાસા જેવો તપસ્વી કોઇ નથી, પણ ક્રોધ જીતવો બાકી છે; બૃહસ્પતિ જેવું કોઇ જ્ઞાની નથી, ત્યારે તે સંગદોષથી મુક્ત નથી; ઇંદ્ર સમર્થ છતાં પરાધીન છે, પરશુરામ પરાક્રમી છે, ત્યારે દીલમાં દયા નથી; શિબિરાજ દાનેશ્વરી છે, પણ મુક્તિને માટે યત્ન કર્યો નથી; બ્રહ્મા સૃષ્ટિ ઘડે છે પણ કામને જીત્યો નથી; સનકાદિ મુનિઓ દોષમુક્ત છે, ત્યારે નિરંતર સમાધિમાંજ બેસી રહે છે; માર્કંડેય દીર્ઘાયુષી છે, ત્યારે રસિક નથી; મહાદેવજી મોટા છે, ત્યારે ભૂતપ્રેતની સાથે સ્મશાનમાં પડયા રહે છે, તેથી મારે લાયકતો માત્ર એકલા શ્રીવૈકુંઠનાથજ છે, માટે એમનેજ વરવું" એટલે તરતજઃ–

નિશ્ચય કરી મન સાથે, સમિપમાં આવ્યાં સાગરબાળા;
કમલાપતિને કંઠે, કમલાએ પહેરાવી વરમાળા.

---

( ધૂન )

રાધેશ્યામ રાધેશ્યામ, રમારમણુ જય રાધેશ્યામ.

---

લજ્જા સહિત હસતાં હરિસામું જોઈ,
ભોંઠા પડયા અસુર સામટી લાજ ખોઈ;
રાખ્યાં અવિચળ કરી ઉરમાં શ્રીનાથે,
દેવો કરે કુસુમવૃષ્ટિ ઉમંગસાથે !

લક્ષ્મીજીએ નારાયણુના કંઠમાં કમલમાલ આરોપી અને લજ્જાસહિત હસતાં હસતાં હરિના વક્ષઃ સ્થળ સામું જોયું, એટલે દાનવો ભોંઠા પડી ગયા. ત્રિલોકનાથે લક્ષ્મીજીને વક્ષઃ સ્થળમાં સ્થાપ્યાં, એટલે દેવતાઓએ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરીને ઉમંગથી વધાવી લીધાં, એટલે પાછું સમુદ્ર મંથનનું કાર્ય આગળ ચાલ્યું:

માંડયુ વલોણું મહામૂલનું,
અમૃત કાઢવાને કાજ (૨)--માંડયુ.
વારૂણી મદિરા નીકળીરે, જાણી અમૃત સમાન;
અસુરોએ પાન પ્રીતે કર્યું, પડયા થઇને બેભાન-માંડયુ

પછી સમુદ્રમાંથી વારૂણી નામની મદિરા નીકળી, તે અસુરો એ ધરાતાં સુધી પીધી;

અન્તે ધન્વન્તરી આવિયારે, ત્રિભુવનમાં વિખ્યાત;
અમૃત કળશ લઇ હાથમાં, જાણે વિષ્ણુ સાક્ષાત્–માંડયુ.

આખરે સમુદ્રમાંથી એક ભવ્ય પુરૂષ હાથમાં અમૃતનો કળશ લઇને નીકળ્યો;

રત્ન કુંડળ બેઉ કાનમાંરે, સ્નિગ્ધ વાંકડિયા કેશ;
અંગે આભૂષણ ઓપતાં, એવો અદ્‌ભૂત વેશ–માંડયુ.
દૈત્યો ઉતાવળા દોડતારે, પહોંચ્યા ધન્વન્તરી પાસ;
હાથમાંથી કળશ ઝુંટાવિયો, દેવ નાંખે નિઃશ્વાસ–માંડયુ.

અમૃતનો કળશ લઇને ધન્વંતરી જેવા નીકળ્યા, કે દૈત્યો એકદમ પાસે દોડયા અને આખો કળશજ તેમના હાથમાંથી ઝૂંટી લીધો ! એટલે દેવતાઓ છેક નિરાશ થઇ ગયા. જગત્‌માં પણ એમ જ ચાલે છેઃ

નાના મોટા સહુ મળી, મહેનત કરે અથાગ;
નિર્બળ કર્મે રેંહડાં, બળિયાના બે ભાગ !
મધમાખીના શ્રમથકી, મધપૂડે મધ થાય;
હક વિણુ લોક હરામનું, લૂંટીને લઈ જાય !
ઉંદર ખોદી દર કરે, ભોગવતા ભુજંગ;

એમ—

દાનવના આ કૃત્યથી, પડયો રંગમાં ભંગ !

આ પ્રમાણે સમુદ્રમાંથી ચૌદે રત્ન નીકળ્યાં, પણ જે બધાના સારરૂપ અમૃત, તે તો દાનવો લઇ ગયા, એટલે દેવતાઓ દીન વદને પ્રભુના સામું જોઇ રહ્યા !

દીનતા દેખી દેવની, બોલ્યા સુંદિરશ્યામ;
"ઉપાય હું હમણાં કરૂં, હૈયે રાખો હામ.
દુરાચારી દાનવતણી, દાનત દીસે હરામ;
માયાના બળથી થશે, સિદ્ધ તમારૂં કામ."

દેવતાઓને દીન બની ગએલા જોઇને પ્રભુએ તેમને સાનમાં સમજાવી દીધા, અને પછી દુષ્ટ રાક્ષસોને પોતાની અલૌકિક માયાનો પ્રભાવ બતાવવાનો નિશ્ચય કર્યો; દાનવોમાં અંદર અંદર કલહ ઉત્પન્ન કરાવી દીધો.

દૈત્યો નાઠા કળશ લઇને, અમૃત કાજ અધીરા થઇને;
લઢવા લાગ્યા માંહોમાંહે, એક બીજાને ગાળો દઇને.
એક કહે, "હું સૌથી પહેલો," કે બીજો માર્યો હડસેલો;
ત્રીજો કહે છે, "થા માં ઘેલો, તને ભાગ મળવાનો છેલ્લો."
ચોથો વચમાં પડીને આડો, બોલ્યો. "દેવોને પહોંચાડો;
શું આવી નીચતા દેખાડો ! સૌના ભાગ બરાબર પાડો."

અસુરો અમૃતનો કળશ લઇને નાઠા તો ખરા, પણ ભાગ વ્હેંચતાં વઢી પડયા; અને એટલામાં–

ધક્કા મુક્કી કરી આવી, દાનવો જ્યાં રહ્યા વઢી;
માયાવી મોહિની મૂર્ત્તિ, આવીને ત્યાં રહી ખડી !

ભગવાન પોતે માયાવી મોહિની સ્વરૂપ ધારણ કરીને ત્યાં આવી પહોંચ્યા !

અજબ રૂપ મનમોહનજીને, મોહિનીકા લે લિયા;
મોહિનીકા લે લિયા ખુબ સિંગાર મઝેસે કિયા—અજબ.

(બની) ચંચલ ચપલ સુહાગન નાર,
પૂરન ખીલ રહી જોબનકી બહાર;
જેસી ચંપાકી કુલ કલિયાં (૨)—અજબ.

ચલત હે ઠુમક ઠુમકતી ચાલ,
ગલે બીચ ડારી મોતનમાલ;
નયનમેં ચમકે બિજલિયાં (૨)—અજબ.

---

( ધુન )

ધન ધન જગન્નાથરાયા, ધન ધન મોહન તારી માયા.

આવું મોહિની સ્વરૂપ ધારણ કરીને આવેલાં મનમોહનને જોઇને દાનવો મોહ પામી ગયા:

" નયનોં મેં જાદુ ડારારે, મોહનને.
પીર તીરછી નજર ભર મારારે–મોહનને.
લટકો એસો લાખ ટકેકો,
મટકેકા નહિં મૂલ;
માશુકકી મહોબતમેં સબ દુનિયાહોતીહૈ ડૂલ–નયનોં

રૂપાળી સ્ત્રીના તેજમાં સારી દુનિયા અંજાઇ જાય, તો પછી આ તો સાક્ષાત્ ભગવાન પોતેજ દાનવોને મોહ પમાડવા સારૂ મોહિની રૂપ ધારણ કરીને આવ્યા છે, એમાં બાકીજ શું હોય? એટલે દાનવો તો એકદમ બિચારા પરવશ થઇને બોલવા લાગ્યા કે,

" હાંહાંરે જરી ઉભાં રહોને અલબેલી;
એ નયન સલુણી, એ નાજુક વેલી–હાંહાંરે
હાંહાંરે તમે કયાંથી આવોછો પ્રાણપ્યારી ?
તેજસ્વી મહામૂર્ત્તિ લાગે છે મનોહારી !
ન જાશો હવે ઝગડો અમારો આમ મેલી–હાંહાંરે"

દાનવોનાં આવાં વચન સાંભળીને ભગવાન પૂછવા લાગ્યા કે, "ઝગડો શાનો ?" દાનવો કહે છે, "આ અમૃતપાન કરવાને માટે અમે સર્વ ભાઇઓ હોવા છતાં વઢી મરીએ છીએ, માટે તું અમને વ્હેંચી આપ."

ભગવાને અજાણ્યા થઈને પૂછ્યું કે, "અમૃત શાનું?" દાનવો કહે છે, "સમુદ્ર મંથન કરતાં આ અમૃતનો કળશ નીકળ્યો છે, પણ તેના ભાગ પાડતાં કજીયો ઉભો થયો છે. તું દૈવયોગેજ અહિં આવી ચઢી છે, તો હવે અમને સર્વને તારે હાથેજ અમૃત-પાન કરાવ." ત્યારે પ્રભુ કહે છે—

"વાટે જાતાં ઝગડો વ્હોરવો કયમ પાલવેરે?
મૂકો મારગડો મારે આગળ જાવું હવે રે–વાટે જાતાં

ભાઇ ભાઈની તજી સગાઈ,
વઢી મરો છો માંહોમાંહિ;

મારા જેવી મન શી રીતે સાચવેરે?–વાટે જાતાં"

ભગવાને આમ કહીને જરાય સ્પૃહા બતાવી નહિં, એટલે દાનવો ઉલટા વધારે વધારે આગ્રહ કરવા લાગ્યા અને હાથ જોડીને બોલ્યા, કે—

"હે ગુણિયલ ગોરી અમે તારા ગુલામ,
કરાવ તારે હાથે સૌને સુધાપાન.
આ કળશઆખો લે તારે સ્વાધીન;
થયા અમે તારી ઈચ્છાને આધીન,
માનુનિ! તારે માટે અંતરમાં છે માન–કરાવ"

દાનવોનો જ્યારે આવો આગ્રહ દીઠો, ત્યારે ભાવ ખાવા સારૂ ભગવાન બોલ્યા, કે—

"સોંપો તમે આ કામ જો વિશ્વાસ સહુ મારો કરી,
વસમું પડે તો'યે પૂઠળથી દોષ નવ દેશો જરી;
મનધાર્યું હું મારૂં કરૂં બોલાય નહિ કો' વાતમાં,
એ શરત હોય કબુલ તો અધિકાર હું લઉં હાથમાં."

ભગવાનનાં આવાં વચન સાંભળીને દાનવો બોલ્યા, કે—

"ઓ શાણી તારી શરતો અમારે કબૂલ,
તારા કામમાંહિ ન આવે કદી ભૂલ;
કરીશું તારા બોલપર જાન કુરબાન,
કરાવ તારે હાથે સૌને સુધાપાન."

---

દાનવોએ ભગવાનની શરતો કબૂલ કરી. ભગવાન હસવા લાગ્યાઃ

મનોહર શી મોહનજીની માયા!
ભલાભલા જેમાં પડીને ભમાયા-મનોહર.
અસુરોએ કળશ અમૃતનો દીધો,
કરી મંદ હાસ્ય હાથમાં લીધો;
પછી મીઠી વાણીથી ઉપદેશ કીધો-મનોહર.

આમ આખો અમૃતનો કળશ ભગવાનના હાથમાં આવી ગયો, એટલે પાછી મધલાળ વળગાડવા સારૂ બોલ્યા,

"હવે તમે અહિંયાં ખોટી નવ થાઓ,
વ્હેલા વ્હેલા હાથ મોં ધોઇ આવો;
જુદી જુદી પંગતમાં બેસી જાઓ "—મનોહર.

ભગવાનનાં વચન સાંભળીને દાનવો ઉતાવળા ઉતાવળા હાથ મોં ધોવા સારૂ દોડી ગયા, એટલે શ્રીભગવાને:—

શાળામાંહિ સુગંધી ધૂપ કરાવ્યા,
વળી ઠામ ઠામે દીપક પ્રકટાવ્યા;
પછી શુદ્ધ થઈને દાનવ દેવ આવ્યા–મનોહર.
આસન નાંખ્યાં દર્ભનાં ડાભા જમણી,
દાનવ બેઠા જોઈ દિશા ઉગમણી;
નચાવે છે નયનથી સૌને રમણી !–મનોહર.
દાનવોને છેક પાસે બેસાડયા,
દેવોને તો વેગળા ત્યાંથી કાઢ્યા;
પીનારાના એવા જુદા વર્ગ પાડ્યા–મનોહર.

જેમને નથી પાવું, એમને પાસે બેસાડયા અને જેમને પાવું છે, તેમને છેક વેગળા બેસાડયા. દેવ અને દાનવો જ્યાં પોતપોતાની જગાએ બેસી ગયા, એટલે—

ચાલ્યા ત્યાંથી કળશ હાથમાં લઇને,
પાવા માંડયું દેવને દૂર જઇને;
દેખે બધા દૈત્ય ઉંચાનીચા થઇને–મનોહર.
રહ્યા સૌ દાનવો આંખે જોઈ,
છતાં મુખે બોલી શકે નહિં કોઇ;
મોહિનીને મટકે પડયા સહુ મોહી !–મનોહર.

એમ દાનવો આંખે જોતા રહ્યા અને ભગવાને દેવોને અમૃત પાવા માંડયું: પણ એટલામાં—

દેવ સ્વરૂપ ધરીને, રાહુ દેવની પંગતમાં પેઠો;
અમૃતની આશાએ, સૂર્ય ચન્દ્રની વચ્ચે જઇ બેઠો.
સાક્ષીભૂત દેવોએ, કપટ વેશની સૂચના જ્યાં આપી;
મૂકી સુદર્શન પ્રભુએ, રાહુનું મસ્તક નાંખ્યું કાપી !

અમૃતની આશાએ દેવનું સ્વરૂપ લઇને રાહુ દેવમંડળમાં છાનોમાનો ઘૂસી ગયો, પણ સૂર્યચન્દ્રના કહેવાથી પ્રભુ તેનું કપટ કળી ગયા અને સુદર્શનથી રાહુનું માથું ઉડાવી દીધું !

રાહુના ઘડમાં અમૃત પ્હોંચ્યું નહિં,
તે પહેલાં તો છેદી નાંખ્યું શીશ જો;
પણ માથું રાક્ષસનું અમર થઇ ગયું,
તે પીડે શશી રવિને રાખી રીસજો—
મોહનની માયા નવ કોઇ શકે કળી!

એ કેતુ હજી પણ વેર લેવા માટે પૂર્ણિમા અને અમાવાસ્યાને દીવસે ચંદ્ર અને સૂર્યને ગ્રહણ રૂપે પીડે છે. હવે,

દેવો સઘળા અમૃતપાન કરી રહ્યા,
કે વિષ્ણુરૂપ ધરતા, વૈકુંઠનાથ જો;
કળશ લઈને અંતરધ્યાન થઈ ગયા!
દાનવ સઘળા રહ્યા ઘસીને હાથ જો—
મોહનની માયા નવ કોઈ શકે કળી!

આ પ્રમાણે જ્યાં દેવતાઓ અમૃતપાન કરી રહ્યા, કે પ્રભુ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરીને કળશ સાથેજ અંતર્ધાન થઇ ગયા! આ પ્રમાણેઃ—

સાગર મથન શ્રમ સર્વ દાનવ દેવને સરખો થયો,
ફલપ્રાપ્તિમાંહિ ભેદ બહુ મોટો ઉભય વચ્ચે રહ્યો;

પ્રભુ ચરણ શરણુ પ્રતાપથી ફળ દેવતાઓને મળ્યું,
મિથ્યાભિમાની દાનવોનું કાંઈ નવ અંતે વળ્યું.
નિજ દેહ પુત્રાદિક અર્થે કર્મ માનવીઓ કરે,
પણ ભેદ દ્દષ્ટિથી કરેલાં કર્મ સૌ મિથ્યા ઠરે;
મૂળમાંહિ જળસિંચન કર્યાથી વૃક્ષ જ્યમ પોષાય છે,
સમદ્દષ્ટિ રાખે સર્વમાં ફળપ્રાપ્તિ તેને થાય છે.

---

( ધૂન )

ધન ધન જગન્નાથ જગરાયા;
ધન ધન મોહન તારી માયા.

---

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સમાપ્ત.

શ્રી ખડાયતા મુદ્રણ કલા મન્દિર રાયપુર, અમદાવાદ઼

